શ્રી

# શાહપુર સુકન્યા સમાજનો

# શરદુત્સવ

( ગરબા )



કાર્તિક વદ ૧ સંવત ૧૯૮૬

( તા. ૧૭-૧૧-૨૯ )

( સ્થળ શાહપુર નવી પોળ. )



છપાવી પ્રસિદ્ધ કરનાર,

બહેન હીરાલક્ષ્મી. હ. ભટ.

બહેન આનંદગૌરી. બા. પરેલ.

બહેન લીલાવતિ જો. પટેલ.

મંત્રીઓ.



આવૃત્તિ ૧ લી. ] પ્રત ૫૦૦. [ સને ૧૯૨૯.



કિંમત રૂ. ૦—૧—૦.

## મંગળાચરણ.

સુંદર શિવ મંગલગુણ ગાઉં ઈશ્વરા
વિભુવર ભવભયહારક નમું મહેશ્વરા—સુંદર શિવ
મધુર કુસુમ વિશે રમે ગંધ સુંદરા
કૌમુદી મુદપ્રદા, ઉષામનોહરા;
મૃદલ કંઠ કોકિલરવ શ્રવણ સુખકરા;
સહુમાં વસતી હસતી
પ્રતિફલીતા થી લલિતા સુંદરતા
તુજ જગદ્ધરા—સુંદર

---

૧

## કોઇ કહો એ ચાંદલિયાને

કોઇ કહો એ ચાંદલિયાને વ્હેલો ઉગે;
વ્હેલો ઉગે, રાત આખી ઝગે ! કોઇ૦
સરખી સાહેલી મળી રાસ રચ્યો છે;
પ્રેરે ઉજાસ, ફેંકી કિરણ જગે: કોઇ૦
ન્હાના ન્હાના તારલિયાઓ સાથે ઉગે;
અમીરસને સીંચે એમ રગે રગે: કોઇ૦
એમ રાસ જોવાને જરા થોભે નભે,
જેથી શોભે અતુલ એમ રાસ જગે: કોઇ૦

જનાર્દન પ્રભાસ્કર.

૨

# પ્રેમ સરોવર

ભર્યું ભર્યું સરોવર ઝુલતું રે,
રમવાને ત્હાં રૂડું ચાલ, મ્હારા વ્હાલમા !

કાંઠે ઉગ્યાં દેવફૂલડાં રે,
ત્હેની ગૂથોશું વરમાળ, મ્હારા વ્હાલમા !

રૂડાં ફુલ, રૂડલું સરોવરે રે,
રૂડલા અતિશય આપ, મ્હારા વ્હાલમા !

કુંજની કુસુમલ છાયમાં રે,
ભૂલશું જગતપરિતાપ, મ્હારા વ્હાલમા !

જામી ઉપર પ્રભુની ઘટા રે,
નીચે નીતિની વેલ, મ્હારા વ્હાલમા !

પરિમલ પમરે છે પુણ્યના રે,
ઝૂલે મળી અલબેલ, મ્હારા વ્હાલમા !

પીશું પરમ પદનાં અમી રે,
લેશું અમૂલખ લ્હાવ, મ્હારા વ્હાલમા !

જગત જૂએ તારી વાટડી રે,
જીવનના જંત્ર જગાવ, મ્હારા વ્હાલમા !

કમળો હસે જળ ઝીલતાં રે,
નયનો હસે છે રસાળ, મ્હારા વ્હાલમા !
ઊઠ ઊઠ પ્રિયતમ ! ઊઠને રે,
પ્રેમસરોવર ચાલ, મ્હારા વ્હાલમા !

---

૩

## બેહના પ્રશ્નો.

વીજળડી હો ! ઊભા જો રહો તો,
ઉરની પૂછું એક વાતલડી રે;
દિનને દિનાનાથે અજવાળાં આપીયાં,
અન્ધારી કેમ કીધી રાતલડી રે !
વિજળડી હો !

કોયલડી હો ! પધારો ઉછંગે તો:
રસની માંડું એક વાતલડી રે;
આવ્યાં ત્યારે નહિ આદર દીધલાં,
જાતાં દાઝે કેમ છાતલડી રે !
કોયલડી હો !

ન્હાનાલાલ.

---

## ૪

## ભાઇ બ્હેન.

કેવડો લીલો ને લીલી લીમડી રે
લીલુડાં ભાઇને બ્હેનના હેત;
દેવની દીધેલ ભાઇ બ્હેન બેલડી રે
મોરલો સૂનો ને સૂની વડળી રે
વિખુટાં બેઉ ઝુરે પરદેશ
દેવના દીધેલ ભાઇ બ્હેન બેલડી રે
મોગરો ડોલે ને ફરક પાંદડી રે
ભાઇ બ્હેન હૈયે રસ સંકેત
દેવના દીધેલ ભાઇ બ્હેન બેલડી રે
બુલબુલો બોલે ન ઝમુક વાજણી રે
ભાઇ બ્હેન ઝીલે અબોલ સંદેશ;
દેવની દીધેલ ભાઇ બ્હેન બેલડી રે

દેશળજી પરમાર.

---

## ૫

## સન્ધ્યાને સરોવરે

સરોવરે પાણીડાં ભરતી, સાહેલડી !
આરસનું સરોવર હેલ ચડ્યું;
પાળે મ્હેં બેડલું ઉતાર્યું, સાહેલડી !
સન્ધ્યાનું તેજ ઝાંખ ગગને પડ્યું. ૧

જળ માંહ મુખ જોઇ મોહી, સાહેલડી !
 જળમાં વિધાત્રી જળરેખા આંકે;
જળમાં જગપડછાયા ડોલે, સાહેલડી !
 જળનો સાળુ જાણે જગને ઢાંકે. સરોવરે૦
સરોવર કાંઠડે મન્દિર, સાહેલડી !
 સાધુ–સંન્યાસી ત્હાં શિવને જપે;
પંચાગ્નિ ધૂણીઓ જગાવી, સાહેલડી !
 જોગી વિજોગી શી તપસ્યા તપે. સરોવરે૦
ફરતાં કંઇ ઝાડીઓનાં ઝુંડો, સાહેલડી !
 ઉંડા ઉંડાણોની કથની કહે;
ઘેરી ઘેરી ઝાડવાની જાળીઓની પાછળે
 પૂરનો સનાતન સંસાર વહે. સરોવરે૦
ધીમે ત્હાં આદિત્યો ઉગ્યો, સાહેલડી !
 પોયણે પોયણે પગલાં કીધાં;
ચન્દ્રમા શા પિયુજી પધાર્યાં, સાહેલડી !
 જીવને વધાવી મ્હેં મીઠડાં લીધાં. સરોવરે૦
પાળેથી બેડલું ઉપાડ્યું, સાહેલડી !
 વ્હાલાનું તેજ મ્હારે વદને પડ્યું;
સરોવર ઝીલવા ગઇ’તી સાહેલડી !
 પ્રેમનું સરોવર હેલે ચ્હડ્યું. સરોવરે૦

કવિ ન્હાનાલાલ



૬

## શોભા શ્યામની.

તું જોને સખિ ! શોભા સલૂણા આ શ્યામની.

કોટિ કંદર્પ લજાવે એનું મુખડું;
    ફિક્કી પડે છે કલા દામિની. તું જોને૦

કોટિ આભૂષણનું એ ભૂષણ;
    સીમા છે એ અભિરામની. તું જોને૦

સદ્ગુણસાગર, નટવર નાગર,
    બલિહારી હું એના નામની. તું જોને૦

સમજે એને એ સાર સર્વનું;
બીજી વસ્તુ નથી કામની. તું જોને૦

અનુપમ એ અણમોલો ગરબો,
જીવનમુખી દયારામની. તું જોને૦

દયારામ

---

૭

## મીરાંશૃંગાર

મુજ અબળાને મોટી મીરાંત, બાઇ! શામળો ઘરેણું મારે સાચું રે.

વાળી ઘડાવું વિઠ્ઠલ વર કેરી, હાર હરિનો મારે હૈયે રે;
ચિત્ત માળા, ચતુરભુજ ચુડલો, શીદ સોની ઘેર જઇયે રે! મુજ૦

ઝાંઝરિયાં જગજીવન કેરાં, કૃષ્ણજી કલ્લાં ને કાંબી રે;
વિંછુવા ઘૂઘરા રામનારાયણના, અણુવટ અંતરજામી રે. મુજ૦

પેટી ઘડાવું પુરુષોત્તમ કેરી, ત્રિકમ નામનું તાળું રે;
કુંચી કરાવું કરુણાનંદ કેરી, તેમાં ઘરેણું મારું ઘાલું રે. મુજ૦

સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાંઇ કાચું રે;
બાઇ મીરાં કહે પ્રભુ ગિરિધરનાગર હરિને ચરણે જાચું રે. મુજ૦

મીરાંબાઇ

---

८

# રૂપેરી ચાંદની

ચળકી રહી રે હો! ચળકી રહી,
આ રૂપેરી ચાંદની ચળકી રહી! (ધ્રુવ)

ફરતી આકાશે દેવસુંદરી કો ગોરી,
તેની આ પદરજ ઝળકી રહી;
આ રૂપેરી ચાંદની ચળકી રહી. (૧)

દુનિયામાં દેવકરા આનંદ ઉતારવા,
રસની આ છોળ જાણે છલકી રહિ;
આ રૂપેરી ચાંદની ચળકી રહિ. (૨)

રૂપેરી ફૂલપાન સાગરપર વેરતી;
ઘેલી આ પ્રેમસી કો પલકી રહી;
આ રૂપેરી ચાંદની ચળકી રહિ. (૩)

અંધાતી આંખોને એ અમૃતથી આંજવા,
લજ્જાળુ લલના શું લલકી રહિ!
આ રૂપેરી ચાંદની ચળકી રહિ. (૪)

હીમ જેવા શ્વેત નિજ હંસો ઉડાડતી,
મધુરાં હસે કો આ મલકી રહિ,
આ રૂપેરી ચાંદની ચળકી રહિ. (૫)

કોના આવાસમાં કોના ઉચ્છ્વાસમાં,
સોહમની લહર આ સળકી રહિ?

 ૫૫૦૫૮

આ રૂપેરી ચાંદની ચળકી રહિ. (૬)

અજબ બ્રહ્મમોરબાનું કિરણનૃત્ય દેખી,
આત્માની હેલ કોની ઢળકી રહિ ?
આ રૂપેરી ચાંદની ચળકી રહી, (૭)

---

૯

## ગુર્જર ગૃહિણી.

ધન્ય ધન્ય ગુર્જર ગૃહ સંસારકે
જ્યાં ગૃહિણી વસેરે લોલ
પ્રમદા, લજ્જા ધરે કુળવંતિકે
મુખલડુ મલકતુંરે લોલ. ધન્ય૦

કોમળ મીઠડે કંઠે ગજવતીકે,
ગુણીયલ ગીતડાં રે લોલ
પ્રણય અમીરસ, ઝરે તો નયનેકે
સ્નિતરશ્મિ સરીરે લોલ ધન્ય૦

ગૌર ગુલાબી કાન્તિ તનનીકે
મુખલાલી ભર્યું રે લોલ
પ્રસન્ન મુખડું, પ્રફુલિત હૈડુ
મનડું મ્હાલતું રે લોલ. ધન્ય૦

સુઘડ આંગણ, મનોહર રમણીકે
ચમકે ચાંદલો રે લોલ,

શાન્તિ બને ગૃહની રાણી તોયકે
કુશળ સેવા મહીં રે લોલ. ધન્ય૦
જીવનરસ પતિવ્રતથી ઊભરાતોકે
પતિ પગે ઢળી પડેરે લોલ,
સજી શણગાર મલપતી ગૃહમાંકે
ગૃહ લક્ષ્મી ભર્યું રે લોલ. ધન્ય૦
રીઝવતી નિશદિન કંથને પ્રેમેકે
પરિમલ પ્રસારતી રે લોલ
બાલુડાંની કલ્પલતા રસ ઝરતી કે
જીવન રસે ભર્યું રે લોલ. ધન્ય૦
ઝળહળે કુળનો અખંડિત દીપકે
દુ:ખડાં દૂર ખસેરે લોલ
વસે એવી ગૃહિણી જેને દ્વારકે
સુખમય જીવન્ જશેરે લોલ ધન્ય૦

નાનુભાઇ

---

૧૦

## સ્નેહભાવ શું જાણે.

એ કઠીણ હૃદયના લોક,
સ્નેહભાવ શું જાણે ?
શું જાણે એ સ્નેહ શૂન્ય લોક,
સ્નેહભાવ શું જાણે ?
દૂર બેસી વાદળી સ્નેહ ભરી આવે

મલકાતી ધીરી ડગ માંડે રે,
પાષાણુ હૃદયના ઉચ્ચ ગિરિ શૃંગો,
હેતભરી વાદળી વીખેરે. એ સ્નેહભાવ૦
ખીલી વસંત ફરી કોયલીઓ ટહુકે,
કુંજે રસીક ફુલ ફોરે રે:
કારમો આતપ શો વ્યોમ થકી ઉત્તરી,
કુમળાં ફુલ કરમાવે. એ સ્નેહભાવ૦
હેલે ચઢ્યાં પુર વારીધીનાં વારી,
ઉર્મી ઉછાળા મારે રે,
ભાવપૂર્ણું ભેટવા જાય જ્યાં કીનારે,
કારમા તટ એ વિદારે. એ સ્નેહભાવ૦
મેના પોપટ તણા ભાવ ભર્યા બોલડા,
પ્રેમ જ્યોત ઉર પ્રગટાવે રે;
ક્રુર કાળ પારધીના હાથ કદી જાય તો,
રસભરી જ્યોતને બુઝાવે. એ સ્નેહભાવ૦
ચંદન સુવાસ ભર્યા મઘમઘ મ્હેકે,
સુરભી ભાનેરી પ્રસારે રે;
કાળજા કઠણનો કુટીલ કઠીયારો,
કુહાડે રમ્ય વૃક્ષ કાપે. એ સ્નેહભાવ૦
રાંકડા રતન હીણુભાગી પાને પાડીયાં,
તેનાં જતન નહિ થાય રે;
ભેદ ભાવ જાણે નહિ ગંધ કે સુગંધના,
પારસ પાષાણુ એક માને. એ સ્નેહભાવ૦

જગુભાઇ મોહનલાલ રાવળ.

---

૧૧

# ચન્દ્રિકા ઝીલો.

મ્હારા આંગણામાં, ચન્દ્રિકાની કેલિ:
હો રાજ! કોઇ ચન્દ્રિકા ઝીલોઃ ચન્દ્રિકા ઝીલોઃ
સ્નેહ નજરે દુનિઆ, બધી ન્હવાઇ;
હો રાજ! કોઇ ચન્દ્રિકા ઝીલોઃ ચન્દ્રિકા ઝીલોઃ
શાન્તિ આપે ચન્દ્રિકા, ને રમ્ય લાગે રાતડી;
પુષ્પ ધવલ પાથરી, શોભાવે નિજ દેહડી;
હાંરે એવા અવનવા, રંગની ભરેલી;
હો રાજ! કોઇ ચન્દ્રિકા ઝીલોઃ ચન્દ્રિકા ઝીલોઃ
આભલામાં ઉંચે દેવા! તારલા ઝબી રહ્યા;
આમતેમ દોડતા, આનંદથી રમી રહ્યા;
હાંરે એવા જુથના, સરદારની સાહેલી;
હો રાજ! કોઇ ચન્દ્રિકા ઝીલોઃ ચન્દ્રિકા ઝીલોઃ
છાંય વૃક્ષ વૃન્દ તણી, રૂપ કેવું ધારતી;
કુદરતની ચિત્રતા, વિવિધતા બતાવતી;
હારે એવા આનંદ, પથે દોરનારી;
હો રાજ! કોઇ ચન્દ્રિકા ઝીલોઃ ચન્દ્રિકા ઝીલો;
નદી તણા પાણીડામા, ચમક્ ચમક્ ચમકતી;
ઊંચે આવે નીચે જાય, ને વળી ડુબી જતી;
હાંરે એનું વર્ણન નવ, થાય અતિ ભારી;
હો રાજ! કોઇ ચન્દ્રિકા ઝીલોઃ ચન્દ્રિકા ઝીલોઃ

નાનુભાઇ.

---

૧૨

## એકલડી.

નિર્મળ ચંદ્રિકાની વેલડી જીરે
    પ્રફુલ્લી મ્હારે દ્વાર;— ધ્રુવ૦
ઉછેરી મ્હેં અહો હોંસે નિત એહને
    સીંચી સુધા મુજ પ્રેમની જીરે ! નિર્મળ૦
સ્વપ્નાં ફળ્યાં મીઠાં ખીલી મુજ વેલડી
    ખીલી ન એક આશ પ્રાણુની જીરે ! નિર્મળ૦
તારલે સજી આજ શરદ સોહામણી
    રાસે રમે મુજ આંગણે જીરે ! નિર્મળ૦
એકલડી એક હું પૂછું મુજ પ્રશ્ન છાનો!
    ઊંડાં ઊંડાં ગહન આભને જીરે ! નિર્મળ૦
આવો મૃદુ ફુલડાં, આવો વધાવું હું
    ઉરના મીઠા મૃદુભાવથી જીરે ! નિર્મળ૦
વિરહના આંસુ શાં મોઘાં આ બિન્દુઓ
    ક્યાંથી સરે તમ મુખડે જીરે ! નિર્મળ૦
રજની ઓ ! વાહરા વિરહ ચીર ઓઢીને
    ત્હારી જગાડ અજબ બંસરી જીરે ! નિર્મળ૦
બંસરીમાં એક સખી ! એક ગાજે આટલું—
    "તુ વિના ફીકડી તેજ-વેલડી જીરે !" નિર્મળ૦
જગનાં સહુ ચંદ્રનાં તેજ ઝીલી નિર્મળાં
    માળા ગુંથું એના નામનાં જીરે ! નિર્મળ૦

બંસરીમાં એક સખી ! એક ગાને આટલું—
" તું વિના ફીક્કી પ્રાણ–પાંખડી જીર !"
નિર્મળ ચંદ્રિકાની વેલડી જીર
પ્રફુલ્લી મ્હારે દ્વાર !

સ્નેહરશ્મિ.

